

# તો મુનીવરભાઇ નાની

યાને

## સુમન ચીતવરણી.

કિમત રૂ. ૦॥.          સન ૧૯૧૯.

# તો મુનીવરભાઇ નાની

યાને

# મુમન ચીતવરણી.

( રચનાર સૈયદ ઈમામશાહા.)

(ગુજરાતીમાં) આવૃતી ૧ લી નકલ ૫૦૦.

પ્રગટ કરનાર,

## મખી લાલજીભાઈ દેવરાજ.



આ બુક મેનેજર વલીભાઈ નાનજીએ ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩, પાલખી મહોલા, મુંબઇ નં. ૯ માં મુખી લાલજીભાઇ દેવરાજ માટે છાપી અને મુખી લાલજીભાઇ દેવરાજે ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩, પાલખી મહોલા, મુંબઇ–૯ માં પ્રગટ કરી.

સંવત ૧૯૭૫. સન ૧૯૧૯.

# પ્રસ્તાવના.

"મોમન ચીતવરણી" નામનો આ ગ્રંથ સઇયદ ઇમામશાહાનો રચેલો છે. અગાઉ અમે બહાર પાડેલું "મોમન ચેતામણી" નામના ગ્રંથની પ્રસ્તાવનામાં સઇયદ ઇમામશાહાની કેટલીએક હકીકત આપવામાં આવી છે, જે વાંચવાની આ જગોએ અમે ભલામણ કરીએ છીએ. તેમનુંજ રચેલું આ એક પુસ્તક ઘણુંજ બોધદાયક અને શીક્ષણ લેવા યોગ્ય છે.

"ગુરૂ વીના ગ્નાન નહી" એ કહેવતનું સ્ફોટન આ પુસ્તકમાં ઘણીજ સફાઇથી કરેલું છે, એટલુંજ નહી પણ, ખરો ગુરૂ તેજ કહેવાય કે જે નર યાને હાજર ઇમામ તરફથી નીમાએલ હોય. તે બન્ને (ગુર—નર) ના વચન પર રહી, ફરમાન બરદારી કરવાથીજ મુકિત થવાનો ઉત્તમ બોધ આ પુસ્તક આપે છે.

હાજર ઇમામ કે જે દુનીયામાં હંમેશા મઉજુદ રહે છે, તે પાક જાત વીનાના બધા ઘરો દહેરાં, તીરથ વીગેરે નીરૂપયોગી છે, અને ત્યાં જનારા ફોકટના ફેરા ખાય છે, તેવા ઉત્તમ બોધ સાથે મુર્તિ પુજાનું ખંડન આ પુસ્તકમાં કરેલું છે.

ખરો મુસલમાન કોને કહેવો તે માટે મજકુર બુકમાં તેનું વરણન કરતાં કહેલું છે કેઃ—

તો મુનીવરભાઇ દેખો મુસલમાન મસીતે કયા કરે,
અને સુન્નત કરાવે દેહ;
પણ સો કલમા કહેવે મુખથી,
ભાઈ પણ છાનું ન લાવે નેહરે. (૨૭૭)

તો મુનીવરભાઇ શરાબ શયતાની તે પીયે,
અને પર—સ્ત્રી સાથે જાય;
ભાઇ તેને મુસલમાન મત કહો,
તે પડીયા લખ ચોરાશી માંહેરે. (૨૭૮)

તો મુનીવરભાઇ તે રોજા નીમાઝ સબ કરે,
અને હરામ મુરદાર ખાય;
તીસે મુસલમાન મત કહો,
તે પડીયા લખ ચોરાશી માંહેરે. (૨૭૯)

તેમજ ખરો મુસલમાન કોણ છે તે માટે કહેલું છે કેઃ—

તો મુનીવરભાઇ આજ કલમાંહે મુસલમાન કોણ હયે ?
ઉનકા તમે સુણો વીચાર;
સુન્નત પાંચ કરાવે દેહીમાં,
સોહી મુસલમાન દીનદારરે. (૨૮૨)

તે બાદ તે પાંચ સુન્નત કઇ કઇ છે વીગેરે વીગતવાર અને બોધદાયક વર્ણન આવે છે.

એ મુજબ આ ગ્રંથ ઘણોજ બોધદાયક અને મનન કરવા યોગ્ય છે, જે વાંચવા અમે મજબુત ભલામણ કરીએ છીએ,

લી૦ સેવક.

**મુખી લાલજીભાઈ દેવરાજ,**

પ્રગટ કર્તા.

## સિંધીમાંથી ગુજરાતીમાં જ્ઞાનો બહાર પાડવા માટે આપણા સરતાજ હાજર ઇમામનું પાક ફરમાન.

(તા૦ ૮ મી માર્ચ સને ૧૯૦૮. મુંબઇની વાડી.)

"દીનના કામોમાં ઉત્તેજન આપો, દીનની ફારસી તથા અરબી કિતાબોનો ગુજરાતીમાં તરજુમો કરાવી છપાવો. તમારા બચ્ચાંઓને દીને ઇસમાઈલીનો રસ્તો બરાબર દેખાડો. તેઓને દુઆ, સફા ગીનાન, ઇલ્મની સમજણ આપો. સર્વ કરતાં બહેતર એ છે કે, મારા મુખમાંથી નિકળેલાં ફરમાન શિખાડો. ઈસમાઈલી દીનની તેઓને યાદ આપવા માટે સ્કુલમાં તથા લાઈબ્રેરીમાં તેઓને મોકલો, એવી રિતે તમારા દીનની મજબુતી કરો. વગર ફોકટની પંચાતમાં પડવાને બદલે દીનને ટેકો આપવામાં તમારો વખ્ત ગુજારો. તમારાથી બની શકે તો દીનની ચડતી માટે કોશેશ કરો, અને તમારામાં હિમ્મત હોય તો દીન ધર્મના પુસ્તકો ગુજરાતીમાં છાપી ધર્મનો વધારો કરો."

(ઇસમાઇલી સિતારો, પુસ્તક ૧—૨, પાનું ૨૯ મું)

# તો મુનીવરભાઇ નાની

યાને

# મુમન ચીતવરણી.

(સઇયદ ઈમામશાહની રચેલી)

તો મુનીવરભાઈ પરથમ અથર વેદ ગુરનર શાહાનું સિરેવીયે,
તેને સિરેવંતા મનમાંહે શંક ન આણ;
જો ગુરનરને દ્રઢ વીશ્વાસે શિરેવશો,
તો અમર થાયસે પ્રાણરે. ૧.

તો મુનીવરભાઇ અમરાપુરી તો પામીએ,
જો સિરેવીએ તપશી ગુરનર નુર;
જો એક મને ગુરનર શાહાને સીરેવીયે,
તો પીરાછત થાએસે દુરરે. ૨.

તો મુનીવરભાઇ કલજુગમાંહે સાચા તપસી ગુરનર સાચા જાણજો,
તે સતગુર સોહોદેવ સાચા આયે;
તે ગુર નરને દોએ કરી જાણે બાવરે,
તે નીશ્ચે દોઝક જાએરે. ૩.

તો મુનીવરભાઇ દોઝકથી તો છુટીએ,
જો સીરેવીયે ગુર નર શાહ;
જે ગુર ગતની નીત નીત સેવા કરે,
તે સહી અમરાપુરી જાયરે. ૪.

તો મુનીવરભાઇ આજ ગુર ગત ગંગા કરી જાણજો,
તેનું ગુબત વએ પરવાએ;
આજ જે કોઇ ગુર ગત ગંગામાંહે સુદ્ધ સ્નાન કરશે,
ભાઇ તેના પીરાછત જાયરે. ૫.

તો મુનીવરભાઈ તમે સર્વે મુખી મુસાફર એક ચીતે સાંભળો,
અને સુણો મોખ મુગતનું ઠામ;
એવા ગુર ઇંદ્ર ઈમામ શાહા ભાંખીયું,
ઈલિમનું મુમન ચીતવરણી નામરે. ૬.
તો મુનીવરભાઇ જે આ ગુરનરને સરેવશે સાચસું,
તેને હરી છે હજુર;
મુમન ચીતવરણી ચીત દઈને સાંભલો,
પીરાછત થાય તેના દુરરે. ૭.
તો મુનીવરભાઇ મુનીવર મુનીવર સબ કોઈ કહાવે.
પણ મુનીવરનો ભેદ ન જાણે કોઈ;
જેણે આ સતગુર પુરા સીરેવીયા,
આજ કલજુગમાં મુનીવર સોઈરે. ૮.
તો મુનીવરભાઈ જે જીવતા મરતક હોઈ રહે,
અને દાનત રાખે ઠામ;
જે ગત માંહે નીત નીત હાલ ગુજારે સાચસું,
આજ તેનું મુનીવર નામરે. ૯.
તો મુનીવરભાઇ આ કાયા કાલે ગળી જાયસે,
જેમ નદીએ વહે છે નીર;
જેસો સપનાતરનું પેખણું,
ભાઇ તેસો આ શરીરરે. ૧૦.
તો મુનીવરભાઈ જેવું સપનાતરનું પેખડું,
તેવો આ સંસાર;
હવે કાંઈક સુકરીત કરજો બાવલે,
તમે મુરખ તજો અહુંકારરે. ૧૧.
તો મુનીવરભાઇ અહુંકારે રાવણ મારીયો,
અને દેવે મારીયો કોરવ દુરજોધન;
કંસ મારીયો શ્રી કરસનજીએ,
તમે ગીરભ મ ધરજો મનરે. ૧૨.
તો મુનીવરભાઇ ભગત પાંડવે ગીરભજ ગારીયા આપણા,
તે ભગતે સતપંથ સીરેવીયા પુરા એક મન;
તે ભગતે રાજ પાટ સરવે મેલીયા,
તે સતગુરજીને વચનરે. ૧૩.

તો મુનીવરભાઇ તે ગુરજીના વેદ વચન અવીચળ જાણજો,
જેણે આ સતગુરસું અવીચળ રાખીયું ધીયાન;
તેણે ભગતે માયા મોહ કરી કારમી,
તેણે તજીયા ગુરજીને ફરમાનરે. ૧૪.
તો મુનીવરભાઈ જબ લગ તન માંહે પ્રાણ છે,
તબ લગી માયાનું દુઃખ સુખ;
પણ જ્યારે કાચી કાયા ગલી જાયસે,
ત્યારે પ્રાણીને પડસે દુઃખરે. ૧૫.
તો મુનીવરભાઇ અપણા પ્રાણીને દુઃખ નવ દીજીયે,
અને માયા છે જુઠી સદા કાલ;
તે સબકું ધકે બાય કર,
પછે આપજ રહેસે ટાલરે. ૧૬.
તો મુનીવરભાઇ આ માયાનો ધંટ વાગે છે,
તેણે જીવ જેમ મૃગ વીંધાણું જાય;
તેણે આગલ દીઠું ચાંદણું,
પછે પડયો ઘોર અંધાર માંહેરે. ૧૭.
તો મુનીવરભાઈ તેમ પ્રાણી વીંધાણું માયા નાદમાં,
તે કુડ કપટ મત આણ;
તેને બાણજ લાગે જમ તણા,
ત્યારે ક્ષણ એક માંહે છુટે પ્રાણરે. ૧૮.
તો મુનીવરભાઈ જે માયાનો ધંટ વાગે છે,
તેણે સરવે દુનીયા ગફલત વીંધાણી જાય;
તેને બાણ લાગે જમ તણું,
તારે પ્રાણી લખચોર્યાસી ફેરા ખાયરે. ૧૯.
તો મુનીવરભાઇ જે કોઇ માયા રસ માંહે રાચીયા,
તીસથી મુરખ ન દુજા કોઈ;
એ દીન ચાર માયા મીઠડી,
પછે અંતકાલે વીખજ હોયરે. ૨૦.
તો મુનીવરભાઈ જે કોઇ આવા હરી રસ સુણી રાચીયા,
તેણે આ ગુરનર ઓળખ્યો પરમાણ;
તે સદા કાલ છે મીઠડા,
તે કદી વીખ ન હોવે જાણરે. ૨૧.

તો મુનીવરભાઈ એ દુનીયા સરવે દુઃખ સુખ રોતી રહે,
અને મોખ મુગતનું ઠામ ન જાણે કોઇ;
સતગુર કહે સાચા મુનીવર આપણા,
જેણે દુનીયાના સુખ દુઃખ નાખ્યા ધોઇરે. ૨૨.
તો મુનીવરભાઇ સુખ દુઃખ દીલથી ધોઇએ,
અને દુનીયા માંહે છે દીન ચારનું રંગ;
જેને આ સતગુરજીએ રંગ દીયા,
તે કદી ન થાયે ભંગરે. ૨૩.
તો મુનીવરભાઈ તમે કસણી કરજો હરીના નામની,
અને કાયા ખેત્ર ખેડો સબ કોઇ;
જો હળ હાંકો ઈમાનસું,
તો સબ કુછ નીપજ હોયેરે. ૨૪.
તો મુનીવરભાઈ તમે રદય માંહે હળજ હાંકજો ઇમાનનું,
અને જીભીયા ચોડે કોશ બેસાડ;
સીધક ઈમાન બે બળધીયા કરી સમે ચાસે હાંકજો,
એમ કરી તારા મનની કાસળ કાઢરે. ૨૫.
તો મુનીવરભાઇ પુન્નનું પીરાણું હાથ કરો,
અને ગીઆન ધીયાનની બેસાડો આર;
બળધ બે સમે ચાસે હાંકજો,
તો કાયા ખેત્ર ચોખ્ખું થાયરે. ૨૬.
તો મુનીવરભાઇ તમે કાલના ખુટા કાઢી નાખજો,
ને આ કાયા ખેત્રમાંહે કાલ ન રાખો કોઇ;
જેમ જેમ હળ હાંકો ઇમાનનું,
તેમ તેમ નીસીજલ કાયા ખેત્ર ચોખ્ખું હોયરે. ૨૭.
તો મુનીવરભાઇ કાયા ખેત્ર માંહે દસોંદ બીજજ વાવીએ,
બોહોતા કાણ ન કરશો કોઇ;
જે આ સતગુર મુખે બોહોવે સાચસું,
તો સેહસ્ત્ર ધણેરી નીપજ હોયરે. ૨૮.
તો મુનીવરભાઇ કાયા ખેત્ર ટોઇએ આપણું,
અને માંહે મનનું માલો ઘાલો તાંય;
નહી તો લોક કુટમ સરવે ઝાર મલી,
તારા ખેત્રને તોડી ખાયરે. ૨૯.

તો મુનીવરભાઇ જબ લગ હરીઆ ખેત્ર હુય,
તબ લગ નીપજની કરજો જાણ;
તે માંહે આવતા પાપી પંખીને ઉડાડજો,
ભાઇ તે કાયા ખેત્રને મ દેજો ખાણરે. ૩૦.
તો મુનીવરભાઇ તે પાપી પંખી છે ઉતાવળો,
તે કાયા ખેત્રને ઝડપીને ખાય;
જ્યારે રખવાલો ગાફલ હોઇ રહે,
ત્યારે સરવે ખેત્રને ખાઈ જાયરે. ૩૧.
તો મુનીવરભાઇ મનનો માળો કરી સતે ચડો,
અને જીવની નીપજની કરજો જાણ;
તમે આવતા પાપી પંખીને ઉડાડજો,
તેને ખેત્ર મ દેજો ખાંણરે. ૩૨.
તો મુનીવરભાઈ જબ લગ કાયા ખેત્ર પાકે આપણું,
તારે લુણી કરજો એક ઠામ;
જ્યારે સેત્ર ઘણેરા કણ નીપજે,
ત્યારે લોક કુટમમાં જાએ ઉડાયરે. ૩૩.
તો મુનીવરભાઈ એવો કસણી કરજો સતની,
અને ગુરનરસું મન લાય;
જે ઇયાં નીપજ એવો બોવે સાચસું,
તો ત્યાં એકોતેર પુરીઆ બેડા ખાયરે. ૩૪.
તો મુનીવરભાઈ આ કલજુગમાંહે મુનીવર એસા લોણીએ,
જો મનમાંહે રહે ઉદાસ;
તે કાયા દીખલાવે જુગમાંહે,
અને મન રહે ગુરનરને પાસરે. ૩૫.
તો મુનીવરભાઇ ગુરનરને ચરણે પુરો ચીંત બાંધીએ,
ભાઇ તો ન અવતરીએ દુજી વાર;
એ કાયા કાચી કારમી,
તે ગલી ગલી થાયશે છારરે. ૩૬.
તો મુનીવરભાઈ કાયા કુંજર દેખ કર,
ભાઈ તું દેખી મત ભુલ;
એ કાયા કાચી કારમી,
જેમ કુમળાવે ફુલરે. ૩૭.

તો મુનીવરભાઈ જબ લગ એ કાયા કુંપલ લેહેર દેત હય,
તબ લગ તું સાંભળ કરી લેજો સતગુરસું ઠામ;
જબ એ પાન જરી કરી ભોંયે પડે,
તબ કછુ ન આવે કામરે. ૩૮.
તો મુનીવરભાઇ આજ તો મુનીવરના પાન હરીઆ જો રહે,
જેણે આ ગુરનર પુરા પરમાણીયા જેહ;
તે કદી ખરી ના પડે,
ભાઇ તેની અમર થાશે દેહરે. ૩૯.
તો મુનીવરભાઇ અમર હોનેકું સબ કોઈ કરે,
પણ અમર મુગતનું ભેદ ન જાણે કોઈ;
જે મુનીવર તપસી ગુરનરની સત કરી પાવલ પીયે,
ભાઇ આજ સો અમર હોયરે. ૪૦.
તો મુનીવરભાઇ આ કલજુગમાંહે બહુ પંથ બહુ પંથીયા,
અને બહુ સાધ ને બહુ સિધ;
એ સરવે દીન ચારના ગુર છે,
પણ આખર પડશે રદરે. ૪૧.
તો મુનીવરભાઇ આગલ વેદ ઓર જુગ નહીં,
અને આજ કલજુગની પોતી સંધ;
આ સતગુર કહે પુકાર કર,
પણ મુરખ ન ચેતે અંધરે. ૪૨.
તો મુનીવરભાઇ ચેતણહારા તમે ચેતજો,
અને સતપંથ છે મુગતનું મયદાન;
પણ જ્યારે રોજ કયામત દહાડો આવશે,
ત્યારે લેખો પુછશે નીદાનરે. ૪૩.
તો મુનીવરભાઈ લેખું લેશે ગુરનર સાહીયાં,
અને કાગલ લેશે આપણે હાથ;
જે મુનીવર દસોંદ સુકરીતે પુરા પડે,
તે તીયાં મલસે સાહીયાંને સાથરે. ૪૪.
તો મુનીવરભાઈ એ સરવે દુનીયાં ત્યાં દાવો કરશે,
પણ આજ મુગત ખેતર અથર વેદ સતગુર ઠામ;
ભાઈ જો શીશ જાય તો જાવા દીયો,
પણ ન છોડો ગુરનરનું નામરે. ૪૫.

તો મુનીવરભાઇ તમે સતપંથ ધ્યાવો સાચસું,
અને પુરો ગુરનરસું રાખો હેત;
જો ટુકા કરી નાખે તારી દેહીના,
તોએ ન છોડો ગુરનરસું પ્રોતરે. ૪૬.
તો મુનીવરભાઇ ભગતે હેત ન છોડયું આંપણું,
અને કાયરે ફેરાવી પુઠ;
જે પાંચ હથીયારે પુરા હોય,
ભાઇ સો લડે સનમુખરે. ૪૭.
તો મુનીવરભાઇ તે ભગત પુરા ત્યાં લડી વર્યા,
અને તેની સાંખ પુરે સબ કોઈ;
પણ તે માંહેથી કાયર કંપી ભાગીયા,
ભાઇ તેને ન જાણે કોઇરે. ૪૮.
તો મુનીવરભાઇ આજ કલજુગ વેળા છે દોહેલી,
તે માંહે સરવે કાયર લોક અચેત;
પણ આ સતગુર કહે સાસા મુનીવર આપણા,
તેણે ગુરનર ઉપર આણ્યો હેતરે. ૪૯.
તો મુનીવરભાઇ તમે ગુરનર ઉપર પુરો હેત રાખો મુનીવરો,
અને હું હું ખુદીને માર;
આ દુનીઆ રંગ કસુંબા છે,
તેને જાતાં ન લાગે વારરે. ૫૦.
તો મુનીવરભાઈ આ દુનીઆ રંગ કસુંબો છે,
તેસું મ રાખો હેત;
એ દીન ચાર માંહે રંગ વહી જાયશે,
પણ આખર સુવેતનું સુવેતરે. ૫૧.
તો મુનીવરભાઈ ખોટા રંગ રંગાવે સરવે દુનીયા,
અને તે ફીરતા હેવાની ભેખ;
પણ આ સતગુરજીનો સાચો રંગ ચોડ મજીઠનું,
તે કદી ન હોવે સુવેતરે. ૫૨.
તો મુનીવરભાઈ તમે રંગ રંગાવો સતગુર મુખે,
અને જેસી પટોલે ઢંગ,
તે ફાટે ફીટે ગલી જાય,
તોય ન મેલે રંગરે. ૫૩.

તો મુનીવરભાઇ બાકી દુનીઆ માંહે અવર રંગ સરવે કારમું.
તું કુડ કપટ મત રાચ;
તમે મન થીર રાખો આપણું,
આપણા સતગુરનો રંગ સાચરે. ૫૪.
તો મુનીવરભાઈ આ સતગુર જેને રંગ દીયા,
તેણ રાખીયો ગુરનરસું હેત;
પણ ગાફલ કાળી કામલી,
તે કદી ન હોવે સુવેતરે. ૫૫.
તો મુનીવરભાઈ કાળી કામલ ધોઇએ,
અને છ મણ સાબુ લાય;
તેમ મુરખને છ માસ લગણ સમજાવીયે,
ભાઈ તોયે ન મેલે સુભાયરે. ૫૬.
તો મુનીવરભાઇ તે મુરખ સુભાવ ન છોડે આપણું,
તે ગાફલ રદેહ અચેત;
તે પુરવ જનમનો સાચો નહીં,
તે કેમ કરી રાખે હરીસું હેતરે. ૫૭.
તો મુનીવરભાઇ આ ગુરનર ઉપર હેતજ રાખીએ,
અને ભાઈ તું માયા દેખી મત ભુલ ગેમાર;
એ માયા જેસી છાંયા દો પોહોરકી,
ભાઇ તેને ફરતાં ન લાગે વારરે. ૫૮.
તો મુનીવરભાઇ જબ લગ આપણી કાયા ઠામ છે,
અને તબ લગ તું મુરખ ચેત;
જબ દીન પોતા ને વેળા વહી ગઇ,
ભાઇ તબ કોઇ ન રાખે હેતરે. ૫૯.
તો મુનીવરભાઇ હરીસું હેત પુરો રાખીએ,
અને દાનત રાખો ઠામ;
જો સાચી સુકરીતે ગુરનરને સીરેવીએ,
તો કદી ન હોવે કાયાનું વીણાસરે, ૬૦.
તો મુનીવરભાઇ જુગમાંહે સાચા તપસી ગુરનરને જાણજો,
જે આ ગુરનરની અકલ કળી ન જાય;
તે ગુરનરનું થાનક જંબુદીપ માંહે,
ભાઈ શાહાનું થાનક એરાકખંડ માંહેરે. ૬૧.

તો મુનીવરભાઇ તે ગુર રૂપ છીપાઇયો આપણો,
તે આજ તપસી ગુર કલમાંહે હુઆ અલુપ;
તે ગુર સતગુરનુર છે,
ભાઇ તેને કોઇ ન જાણે લોકરે. ૬૨.
તો મુનીવરભાઇ ગુરનરને જાણણહારા હશે તે જાણશે,
ગુરનરનું વેદ સાંખ માંહે ઠામ;
પણ આજ કલજુગમાંહે બ્રહ્મા પરતક આવીયા,
ભાઇ તેનું જુગમાંહે નબી મહમદ નામરે. ૬૩.
તો મુનીવરભાઈ તે ગુરનરનું નામ પીછાણો હુસેની આલમાંહે,
ભાઈ બાકી ગુર અવર સો ધુત;
જે ગુર બ્રહ્મા તપસી નુર છે,
ભાઈ જેસા પુનમ ચંદરે. ૬૪.
તો મુનીવરભાઇ ચંદા આકાશે નીરમલા,
પણ અંધા ન બુજે ગીયાન;
જે મુનીવર પોતાના પુનથી,
ગુરનર ઉપર આણીયો ઇમાનરે. ૬૫.
તો મુનીવરભાઇ તમે ઇમાન સાબત રાખો આપણું,
અને ગુરનરસું મન લાય;
જો ગુરનરને ઘડી ઘડી સંભારશો,
તો તમને હાજર ગુરનર શાહરે. ૬૬.
તો મુનીવરભાઇ હાજર સતગુર નુર છે,
અને હાજર દેખો પાસ;
તમે આ ગુરનરને દ્રઢ વીશ્વાસે સેવશો,
તો ગુરનર આપે અમરાપુરી માંહે વાસરે. ૬૭.
તો મુનીવરભાઇ અમરાપુરી તે પાયરો,
જે આ કલજુગ માંહે ગુર ને નર ધીયાયે;
જો તપસી ગુરનરને સીરવીયે,
તો સહી અમરાપુરી પાયરે. ૬૮.
તો મુનીવરભાઈ અમરાપુરી લેનેકું બહુ ઉમાયા,
પણ અમરાપુરી છે દોહેલી વાટ;
જે ઈયાં ગુરનરસું દો મુખ ચાલે ગાફલા,
ભાઇ સો કેમ ઉતરે વીસમી ઘાટરે. ૬૯.

તો મુનીવરભાઈ દુનીયા માંહે દો મુખ બોલે માંધલા,
તેને ભીતર કુડજ આય;
જો મુનીવર મોહો રાખે દુનીઆ લોકસું,
તો તીયાં દો મુખ ઠોકા ખાયરે. ૭૦.
તો મુનીવરભાઈ તે દીલ કુરાવે પાંચમાં,
જે ગુરનરસું દો મુખ બોલે ગેમાર;
પણ સાચા ગુરનર સીરેવંતા,
તેને કોઇ ન દેવે મારરે. ૭૧.
તો મુનીવરભાઇ તે માંધલા મારતાં મારતાં કાયર હોઈ રહયા,
અને તે બોહોત હોવે ભાંડ;
જબ એ ખેલ પુરો હોઇ રહે,
તબ અતરંગ એસે ટાંગરે. ૭૨.
તો મુનીવરભાઇ તેમ તમે માતાના ગીરભાવાસ માંહે ટાંગીયા,
અને તેને લખચોરાસીની દીધી માર;
પણ ગુર કહે કલજુગની છેલ્લી સંધ છે,
હવે તમે કાંય ન ચેતો ગેમારરે. ૭૩.
તો મુનીવરભાઈ તમે ટાંગ્યા કુટીયાની લાજ આણજો,
નહી તો પંચ માંહે પત જાય;
તે ટાંગ્યા કુટીયાથી બીના પાંડવા,
તે જાઇ સીજ્યા હેમાલા માંહેરે. ૭૪.
તો મુનીવરભાઈ તે પાંડવ સરીખા ભગત કોઈ નહી,
જે પાંડવે કીધા છે એકોતેર પુરીઆના કાજ;
તબ તે ભગતુંને વીદરવ્યાસ ભેટીયા,
તબ ખણ એક માંહે છોડીયા રાજરે. ૭૫.
તો મુનીવરભાઈ તે ભગતે પાંડવે દુનીયાનું રાજ છોડીયું,
અને સતગુર ઉપર આણીયું ઇમાન;
તે ભગતે પાંડવે આ કારમી દુનીયા છોડકર,
તેણે વનમાંહે ખાધાં સુકાં પાનરે. ૭૬.
તો મુનીવરભાઈ તે પાંડવ હેમાજલ માંહે સીજ્યા,
તેણે તીયાં ગાલી કરી પાડી દેહ;
જબ લગી ભગતુંને કંઠે પ્રાણ આવીયા,
તબ લગ આ ગુરનરસું રાખીયો નેહરે. ૭૭.

તો મુનીવરભાઇ તે ભગતે નેહ રાખીયો ગુરૂનર સાહીયાંસુ,
અને આ સતગુર ઉપર રાખીયો ઈમાન;
જબ તે ભગતુંની કાયા ગલી કરી ભોંયે પડી,
તબ લગ આ ગુરનરસું જપીઆ નામરે. ૭૮.
તો મુનીવરભાઈ તે ભગતે હેમાજળમાંહે કાયા ગલાવી પાંચે વીરની,
અને તેણે કાયા ગલતી દીઠી આપ;
સામી અમને લખચોરાસી ફેરા છોડાવો,
સામી અમારાં પુરવ જનમનાં પાપરે. ૭૯.
તો મુનીવરભાઈ ત્યાં એવી વીનતી કરી ભગત પાંડવે,
અને તે સનમુખ ચાલ્યા જાય;
પણ તે ભગતુંને શીર, કસણી એમ પડે,
જેમ ખંડા કેરા ધાયરે. ૮૦.
તો મુનીવરભાઇ તમે પીરછજો સાચો સત પાંડવા તણું,
જે દેવની ભગતી કરીને લીધો અમરાપુરીમાં ઠામ;
તેણે હેમાજળમાંહે દેહી ગલાવી આપણી,
ભાઇ તેણે જુગમાંહે રાખીયું નામરે. ૮૧.
તો મુનીવરભાઇ આજ એસા સતજ કીજીએ,
જેસા પાંડવે ગલાવી દેહ;
તે ભગતુંને જેમ જેમ કસણી શીર પડે,
તેમ તેમ આ ગુરનરસું અદકો રાખે નેહરે. ૮૨.
તો મુનીવરભાઇ ભગત કસણી વીના જુગમાંહે કોઇ સીધો નહી,
અને ભગતુંને કસણી જુગમાંહે સાર;
જો આ સતપંથની કસણી શીર સહે,
તો ઉતરો પહેલે પારરે. ૮૩.
તો મુનીવરભાઈ સતની કસણી કસાવો મુનીવરો,
અને જેસી સોના તોલ;
તેને જેમ જેમ કસણી શીર પડે,
ભાઈ તેમ તેમ વાધે મોલરે. ૮૪.
તો મુનીવરભાઈ એ કંચન કસણી શીર સહે,
તે અગનમાંહે પેસે બહુ વાર;
જેમ જેમ ઘાહા હથોડા શીર સહે,
તેમ તેમ રૂપ અપારરે. ૮૫.

તો મુનીવરભાઇ તે રૂપ કંચન માંહે તો ચડે,
જો અંગન માંહે સહુ કુસ કરીને વેઠે દુઃખ;
જો ટુકા કરાવો તારી દેહીના,
ભાઈ તબજા પાવે સુખરે. ૮૬.
તો મુનીવરભાઇ પીતલ્લભી સોના તોલ હુય,
અને તે સોના સરીખો દીખલાય;
તેને એક તીલ અગનમાં બાહીએ,
તો તતખણ કાલો થાયરે. ૮૭.
તો મુનીવરભાઈ તેમ દુનીયા રંગ પીતલ તોલ હુય,
અને તીસથી આ સતની કસણી કસી ન જાય;
તેને પાપ કપટ દીલ ભીતર રહુયો,
તીસથી દુનીયા લખચોરાશી ફેરા ખાયરે. ૮૮.
તો મુનીવરભાઈ લખચોરાસીનુ દુઃખ સહે સરવે દુનીયા,
અને તેના મન સરવે પીતલ જો આય;
જો આ સતગુરને સીરેવો તો સોના તોલ હો,
ભાઈ તે કદી ન ફેરા ખાયરે. ૮૯.
તો મુનીવરભાઇ તે લખચોરાશી ફેરા ખાય સરવે દુનીયા;
તે છ દરશનના ગુર ધીયાયે;
તેને આ સતગુર ભેટયા નહી,
ભાઇ તીસથી સરવે દુનીયા મરી મરી જાયરે. ૯૦.
તો મુનીવરભાઇ તે છ દરશનના ગુર કે'વાય છે,
અને તે આપે ફીરી ફીરી લે અવતાર;
જેને આપણી પુઠ સુજે નહી,
ભાઈ સો દુનીયાને કેમ કરી ઉતારે પારરે. ૯૧.
તો મુનીવરભાઇ છ દરશનના ગુર સરવે જુઠા છે,
તે માંહેથી કોઇ પોતે અમર ન થાય;
તે ગુર અવરને કેમ તારશે,
જે આજ કલજુગમાંહે ઘર ઘર માંગી ખાયરે. ૯૨.
તો મુનીવરભાઇ હવે છ દરશનની વેળા વહી ગઇ.
તે સરવે આજ કલજુગમાંહે હુવા નીખેદ;
તે આજ પરતક અવતાર ને પાત્ર જાણે નહી,
ભાઇ તે વાંચે ઠાલા વેદરે, ૯૩.

તો મુનીવરભાઈ છ દરશનના ગુર ઠાલા વેદ વાંચે છે,
તે જગતને ભુલાવી ખાય;
તે આજ અથર વેદી ગુરને જાણે નહીં,
અને પાંચ મીલી થાપી પુજે ગુરના પાયરે. ૯૪.
તો મુનીવરભાઈ આ છ દરશન હરી વીના ભુલીયા,
અને તે એમેટલા અચેત;
હવે ઠાલા ઘરમાંહે ફેરા ફરે,
ભાઈ ઉઆં કયા પાવે વીતરે. ૯૫.
તો મુનીવરભાઈ ચીત હતું તે ત્રણ જુગમાંહે ગયું,
હવે એ સરવે ઠાલા તીરથે જાય;
તે સરવે ગાફલ દુનીયા બાવલી,
તે તીયાં સરવે ફોકટ ફેરા ખાયરે. ૯૬.
તો મુનીવરભાઈ તે ઠાલા ફેરા ખાય સરવે દુનીયા,
અને તે ઠાલા ઘર દેખી તીયાં જાય;
તેને દ્વારે જાઇ પોકાર કરે,
ભાઈ ઉઆં કીસીકું કરે વાતરે. ૯૭.
તો મુનીવરભાઇ હરી ઘરકા ધણી ઘરમાંહે નહી,
અને ઉઆં સરવે ગાફલ દુનીયા જાય;
ત્યાં ઠાલા ઘરમાંહે કયા પાઇએ,
ત્યાં તેને પથર લાગે હાથરે. ૯૮.
તો મુનીવરભાઇ તે પથર લાવી પુજે સરવે દુનીયા,
અને તે પથરસું હેત લાવે અબુજ;
પણ પથર કેણે સીરજીયા,
તેની ન જાણે સુજરે. ૯૯.
તો મુનીવરભાઈ સરવે દુનીયા પથર પુજે છે,
અને તેનું કોઈ ન જાણે ભેદ;
તેની છાતી ઉપર પગ દઇને ટાંકી કુટીયા,
ભાઇ તેને કરી બેસાડયા દેવરે. ૧૦૦.
તો મુનીવરભાઇ તે પથર પાંચ માણસ મલીને દેવ પરઠીયા,
તે પથરને ટાંકી કુટી આય;
તે ઠાલા ઘરમાંહે આણી બેસાડીયા,
તેને સરવે દુનીયા લાગે પાયરે. ૧૦૧.

તો મુનીવરભાઇ તે પથરને સર્વે દુનીયા શીશ નમાવે બોહોત કર,
ત્યાં જાઇ લે જીભે હરીકા નામ;
વએ પથર બાપડા કયા કરે,
પણ ત્યાં જાનારા અંતર સરવે ખોટાનીરવાણરે. ૧૦૨.
તો મુનીવરભાઇ ઉસ પથરકું ક્યા પુજીએ,
અને ઇનકા દુનીયા ન જાણે ભેદ;
તે લોઢી અમરાપુરીમાં પથર થઇને અવતરશે,
ભાઇ આજ એસા બોલે વેદરે. ૧૦૩.
તો મુનીવરભાઇ આજ વેદ સાંખીયા એમ કહે,
અને જો ઇયાં જેસા બીજ બોવે જાણ;
ત્યાં તેસા ફલ લેશો મુનીવરો,
આ સતગુર કહે આગમનાં એંધાણરે. ૧૦૪.
તો મુનીવરભાઇ જે કોઈ પાણી પથર પુજશે,
અને ગાય પીપલા જેહ;
ઇયાં જેસી પુજા જે કરે,
ભાઈ તે તીયાં તેસા દરશાન લેહરે. ૧૦૫.
તો મુનીવરભાઈ જેને વીખ કરડયા દેહીકું,
અને ઉસકા ઝેર ચડયા શરીર;
પણ ઓસડ પાત મુળાનાં ચાવીએ,
ભાઈ તીસથી કેમ કરી ઉતરે વોખરે. ૧૦૬.
તો મુનીવરભાઇ તેસા ઓખદ કરે સરવે દુનીયા,
તે છ દરશાનના ગુરને ધીયાયે;
તે પાણી પથર પુજે છે,
ભાઇ તીસથી કાંઇ ઝેર ન જાયરે. ૧૦૭.
તો મુનીવરભાઇ છ દરશાનભી મુળા તોલ હય,
અને સરવે ઓસડ પેટ ભરી પાતજ ખાય;
પણ પાપ જેર છે સરવે દીલમાં,
ભાઈ સો કેમ કરી ઉતરી જાયરે. ૧૦૮.
તો મુનીવરભાઈ તે દીલનું પાપ તે વીખ કરી જાણજો,
અને જે સરવે સોંસારકું ડસી કરી જાય;
ભાઈ ઉસકા ઝેર બોહોત ચડે,
તીસથી દુનીયા સરવે લખચોરાશી ફેરા ખાયરે. ૧૦૯.

તો મુનીવરભાઇ આજ બહુ દરશન ગુનીજન જુગમાંહે,
કોઈ વીછુ ઉતારે કોઇ સાંપ;
આજ પરતક ગુર બેઠા જંપુદ્દીપમાં ભીરમા ગારોડી,
ભાઈ આજ તપસી ગુરથી ઉતરે ઝેર પાપરે. ૧૧૦.
તો મુનીવરભાઈ આજ આ સતગુર ઝેર ઉતારે સાચસું,
અને ઉસકું કીરીયા ઓખદ દેવે આપ;
તે ગુરની નીત નીત પાવલ પીએ સાચસું,
તબ જા ઉતરે પાપરે. ૧૧૧.
તો મુનીવરભાઇ સતગુર જીતકા પાપ ઉતારે સાચસું,
ભાઈ ઉસકી પુરી દસોંદ સુકરીત લેહ;
તે પીર શાહા જાપ જપાવે સાચસું,
ભાઇ ઉસકી પાક કરાવે દેહરે. ૧૧૨.
તો મુનીવરભાઈ જે કોઇ મુનીવર પાક કરાવે દહીકું,
અને તે સતગુરની પુરી ક્રીયા ઓસડ ખાય;
તે હેતજ લાવે ગુરનર સાંહીસું,
ભાઇ તેના પાપ જડમુળથી જાયરે. ૧૧૩.
તો મુનીવરભાઇ તે પાપ ગયું કેમ જાણીએ,
ભાઈ ઉસકા કીયા એંધાણ;
તેને દયા આવે દીલમાંહે,
આ ગુરનરને સેવંતા ન કરે કાણરે. ૧૧૪.
તો મુનીવરભાઇ જબ લગ પાપ ઝેર હતું દીલમાંહે,
તબ લગ પ્રાણી હતો બેશુધ્ધ;
જબ આ સતગુર સાચા ભેટીયા,
ભાઇ તબ આવી સતની બુધ્ધરે. ૧૧૫.
તો મુનીવરભાઇ એવી બુધ્ધ આવે દીલમાંહે,
જે મુનીવર સતગુરની પુરી પરમાણી શીખ;
ભાઇ ત્યારે ભાંગી સંખા ભવ તણી,
ભાઇ જો ઉતરે પાપ ઝેરનું વીખરે. ૧૧૬.
તો મુનીવરભાઇ જબ તે પાપ ઉતારે સાચસું,
અને તારે સતગુર મુનીવર ધરશે તેનું નામ;
ત્યારે લખચોરાશીના ફેરા ટાળશે,
તારે સતગુર આપે અમરાપુરીમાંહે ઠામરે. ૧૧૭.

તો મુનીવરભાઇ સરવે જુગ અમે જોયા,
અને છ દરશનને પણ જોઈ;
પણ તે સરવે વીતા ઓસડ ખવરાવે છે,
ભાઇ તીસથી અમર ન થાય કોઇરે. ૧૧૮.
તો મુનીવરભાઇ આજ અડસઠ તીરથ ઠાલા થયા,
તીસકુ પુજે ન જાય પાપ;
આજ સરવેના ગુર છ દરશનમાંહે ભુલાણા,
ભાઇ તે સરવે જુઠા પોતે આપરે. ૧૧૯.
તો મુનીવરભાઈ તે સરવે જુઠા મલ્યા છે દીલમાંહે,
પણ એ સરવે દુનીયા જુઠાને પતીઆય,
જે ગુર વરતીયા વેદ વાંચે છે,
તે ગુર જુઠાને સરવે દુનીયા લાગે પાયરે. ૧૨૦.
તો મુનીવરભાઈ આજ તે જુઠાને મને સાચ છે,
અને સાચાને જુઠો કહે સબ કોઇ;
પણ જીસ દીન સામી રાજો આવશે,
ભાઇ તીસ દીન સાચ જુઠકા નીવેડા થાયરે. ૧૨૧.
તો મુનીવરભાઇ આજ કલજુગમાંહે બ્રાહ્મણ કહે અમે દેવ છું,
અને દુનીયાને દઉં છું શીખ;
જે હરી આગલ જુઠા પડયા,
તે ઘર ઘર માંગે ભીખરે. ૧૨૨.
તો મુનીવરભાઇ તે બ્રાહ્મણ જુઠા મલ્યા છે દીલમાંહે,
અને તે સહુની બાહાર કરે છે છોત;
તે ટીકા કાઢે નીરમલા,
અને ફોકટ ધોવે ધોતરે. ૧૨૩.
તો મુનીવરભાઈ બાર ધોવે દેહીકું,
પણ તેના ભીતરનું કપટ ન જાણે કોઈ;
તેના દીલમાંહે કડવા તુંબડા,
તે ધોતે મીઠા ન હોયરે. ૧૨૪.
તો મુનીવરભાઇ ભીરામણ ભી તુંબા તોલ હય,
તે સરવે જગતકું દેવે શીખ;
તે બાહેર દીસે ચોપડા,
ભાઈ ભીતર કડવા વીખરે. ૧૨૫.

તો મુનીવરભાઇ તે બ્રાહ્મણ બ્રહ્મ કીરીયા કરતવ જાણે નહી,
તે ઉઠી પોથી વાંચે અકાજ;
ટાક ટુક કરી વાણી કહે,
તે જુઠી કેહેણી રોટી કાજરે. ૧૨૬.
તો મુનીવરભાઈ તે ભીરામણ ટીકા કાઢે શીરકું,
પણ તેણે આ સતકી કસણી સહી ન જાય;
તેના ગલામાંહે સુતરકી જેવડી,
ભાઇ જુગમાંહે સતી કીલાયરે. ૧૨૭.
તો મુનીવરભાઇ તેસા ઘોડા બી ભીરામણ તોલ હય,
ઉસકે શીરભી ટીકા હોય;
તેના ગલામાંહે સુતરની જેવડી,
ભાઈ તે માંહેથી સરગ ન પોતા કોઇરે. ૧૨૮.
તો મુનીવરભાઈ દીલમાંહે પાક પવીત્ર કરીને ધોતી ધોઇએ,
અને દીલમાંહે હરીસું પોથી વાંચ;
દીલમાંહે બ્રહ્મ કીરીયા જનોઈ બાહીએ,
ભાઇ સો આજ કલમાંહે ભીરામણ સાચરે. ૧૨૯.
તો મુનીવરભાઇ આજ દીલમાંહે ગુરનરસું પ્રેમની પોથી વાંચીયે,
અને દુનીયામાંહે દીલસું ધોતી ધોય;
જો સો ક્રીયા પાળ્યાની જનોઇ પેરીએ,
આ સતગુર કહે આજ કલમાંહે બ્રાહ્મણ સોઇરે. ૧૩૦.
તો મુનીવરભાઈ દીલમાંહે અખા પાણી બોહોત હય,
અને ભાઈ ત્યાં તું ભીતર દીલકું ધોય;
દીલમાંહે ટીકા કીજીએ,
ભાઇ ગુર કહે આજ કલમાંહે ભીરામણ સોઇરે. ૧૩૧.
તો મુનીવરભાઇ તે દયા પાણી છે દીલમાંહે,
ભાઇ ઉસમાંહે દીલકું ધોય;
ચીત ચંદન સરખું કરી ઘસી મનમાં ટીકા કરો,
આજ કલમાંહે ભીરામણ સોઇરે. ૧૩૨.
તો મુનીવરભાઇ ભીરામણ કહે અમે ઉતમ છઇએ,
અને ઉતમ કરીયા છે કાજ;
પણ આ સતગુર કહે પાણીઆચારે કોઈ સીધ્યા નહી,
ભાઈ કસણી કરતવ સીધા આજરે. ૧૩૩.

તો મુનીવરભાઈ આજ કલમાંહે મધમ; કોણ હય,
ભાઈ તીસકા ભેદ ન જાણે કોઈ;
નીત નીત ચાર સુતક જીનકે શીર રહે,
ગુર કહે આજ કલમાંહે મધમ સોઈરે. ૧૩૪.
તો મુનીવરભાઇ તે મધમપણું છે દીલમાંહે,
પણ પાણી આચારે ઉતમ ન હોય;
જે મુનીવર નીત નીત કીરીયા પાળે નહી,
ગુર કહે આજ કલમાંહે મધમ સોઇરે. ૧૩૫.
તો મુનીવરભાઇ જેણે સતગુર સોહેદેવ નહી ઓળખીયા,
અને આ દસમા અવતારને પુજી ન જાણે કોઇ;
આજ અથર વેદની કેહેણી પાળે નહી,
ગુર કહે આજ કલમાંહે મધમ સોઈરે. ૧૩૬.
તો મુનીવરભાઇ આવા સતપંથ જાણીને સીરેવે સાચસું,
અને તે માંહેથી તુટી જાય જે કોઈ;
ભાઈ તીસકા મુખ ન દેખીએ,
ગુર કહે આજ કલમાંહે મધમ સોઈરે. ૧૩૭.
તો મુનીવરભાઇ આજ કલમાંહે ઉતમ કોણ હય,
અને ઉસકા ભેદ ન જાણે કોઈ;
જેણે આ સતગુર પુરા સીરેવીયા,
ગુર કહે આજ કલમાંહે ઉતમ સોઇરે. ૧૩૮.
તો મુનીવરભાઈ આજ ગત ગંગામાંહે નીત નીત જે મીલે,
તે મીલતાં ભીતર ભરમ ન રાખે કોઈ;
જે ગતમાં જાઈ નીત નીત પાવલ પીએ,
ગુર કહે આજ કલમાંહે ઉતમ સોઇરે. ૧૩૯.
તો મુનીવરભાઈ તે માંહે પુરી દસોંદ દેવે તે મુનીવર,
તે દેતાં કેની કાંણુ ન જોએ કોઈ;
જે ગતમાં જાઇ નીત નીત હાલ ગુજારે સાચસું,
ગુર કહે આજ કલમાંહે ઉતમ સોઇરે. ૧૪૦.
તો મુનીવરભાઈ આ ગુર ગીનાને જે મુનીવર ચાલીયા,
અને સો કીરીયાસું પુરો વેવાર પાળે છે જેહ;
જે મુનીવર સતગુરસું પુરા ચીંત દીયા,
આ ગુર કહે આજ કલમાંહે ઉતમ તેહરે. ૧૪૧.

તો મુનીવરભાઇ હવે તો એણુ વાટે ઘાંટે ન જાઇએ,
અને ભાઇ આજ કલ છેલી સંધ;
આ સતગુર કહે પુકાર કર,
પણ મુરખ ન ચેતે અંધરે. ૧૪૨.
તો મુનીવરભાઇ કાયા ઉતમ ધરી ઉતમ ન જાણીએ,
અને મધમ દેહી ધરી મધમ ન જાણો કોઇ;
પાણી આચારે ઉતમ ન હોઇએ,
ભાઇ ભીરમ કીરીયા પાલે ઉતમ સબ કોઇરે. ૧૪૩.
તો મુનીવરભાઈ અનેક નાના વરણી ગાય છે,
તેનું એક વરણું દુધ;
તેમ ભીરમ કીરીયા પાળે સરવે એક છે,
કરણી કરતવ સુધ્ધરે. ૧૪૪.
તો મુનીવરભાઈ તમે કીરીયા આચાર સરવે પાળજો,
અને આ સતગુર સરેવંતા મનમાંહે શક મ આણ;
ભાઇ જો તમે સતપંથ ધીયાવો સાચસું,
તો તમારા અમર થાયશે પ્રાણરે. ૧૪૫.
તો મુનીવરભાઈ પ્રાણ પુરૂશ તો અમર છે,
અને આ કાયા મરી મરી જાય;
જ્યાં લગી આપણી માયા મમતા ના મરે,
ત્યાં લગી પ્રાણી લખચોરાસી ફેરા ખાયરે. ૧૪૬.
તો મુનીવરભાઇ હવે મનની માયા મમતા મારીએ,
ભાઇ તમે એ માયામાંહે કાંહાં રીરો ઉદાસ;
જો આ સતપંથ પરમાણો સાચસું,
તો કદી ન હોવે કાયાનો નાશરે. ૧૪૭.
તો મુનીવરભાઈ આ કાયા કાચી જાણજો.
અને જેસી કાચી હાંડી તોલ;
પણ તેને લાતુ પડે તે સીર સહે,
ભાઇ તબ જા પાવે મોલરે. ૧૪૮.
તો મુનીવરભાઇ પરથમ હાંડી ખાકથી,
અને તેણુ સહયા તે કોદાળે ઘાય;
તે માંહે પાણી બાયા બોહોત કર,
ભાઇ તેને લાતે કુટે જાયરે. ૧૪૯.

તો મુનીવરભાઇ તે માર દીયા છે ખાકને,
અને બાયા લીદ ગોબરકા ભેલ;
તેને જેમ જેમ લાતું માર શીર પડે,
ભાઇ તેમ તેમ બાજે મેલરે. ૧૫૦.
તો મુનીવરભાઈ તે મેલ દીયા જબ ખાકને,
તબ કુંભારે માટીકું ધરીયા હાથ;
તેને ચાડી ચાક ફેરાવીયા,
તેના વાસણ ઘડીયા બહુ ઘાટરે. ૧૫૧.
તો મુનીવરભાઇ જબ વાસણ ઘડયા કુંભારે,
તો ભી ત્યાં હાંડી કહીએ કાચી ખાક;
તેને અગન જાલે ચોફેરથી,
ભાઇ તે હાંડી વાસણ નીપજે પાકરે. ૧૫૨.
તો મુનીવરભાઈ તે હાંડી બાહીએ અગનમાંહે,
દેખો ઇસ પાકકા નેહ;
જેમ જેમ તેને જાળ લાગે અગનની,
ભાઇ તેમ તેમ પાકે દેહરે. ૧૫૩.
તો મુનીવરભાઇ તે માંહે કેતી જલતી થાકી હાંડીયાં,
અને જલતાં દાનત નવ રહી ઠામ;
પણ તે ફુટા વાસણ કયા કીજીએ,
ભાઇ તે કછુ ન આવે કામરે. ૧૫૪.
તો મુનીવરભાઈ તેમાં પુરી જલાણી હાંડીયા,
અગનમાં જલતાં શંક મ આણ;
જે પુરી અગની શીર સહીને નીસરી,
ત્યારે તેની પચમાંહે હોઇ વખાણરે. ૧૫૫.
તો મુનીવરભાઈ તે પરથમ હાંડી ખાકથી,
તેણે કસણી સહી શરીર;
તબ રાજા રાણી દેવતા,
તે માંહે સબ કોઇ પીવે નીરરે. ૧૫૬.
તો મુનીવરભાઇ તબ હાંડી બાસણ જુગમાંહે કીલાવે,
પણ તેના કસણી થકી હુઆ મોલ;
તે મુનીવર એસા લોણીએ,
જેસી રીદયા ખાક હાંડી તોલરે. ૧૫૭.

તો મુનીવરભાઇ તેસી આપણી કાયા માટી ખાક હય,
તું ગુર ગીનાનની કોદાળીએ ખોદ;
જો આ સતગુરની કીરીયા કસણી શીર સહે,
તો હોવે ઉતમ ઓદ્રરે. ૧૫૮.
તો મુનીવરભાઈ તમે ઓધ્ર પાણી દીયો કાયા ખાકમાંહે,
અને દસોંદ સુકરીતનું આઇએ ભેલ;
જેમ જેમ જીકરના થાપલા મારીએ,
તેમ તેમ સાહેબસું બાજે મેલરે. ૧૫૯.
તો મુનીવરભાઈ મેલ દીઆ જબ ખાકને,
તબ સતગુરે ધરીયા કાયા માટીકું હાથ;
તારે સતગુરે ચાર ખાણના ચાક ઉપરથી છોડાવ્યા,
આ સતગુરે વાસણ ધડીયા એકોતેર ભાતરે. ૧૬૦.
તો મુનીવરભાઇ તે પાકા વાસણ કેમ જાણીએ,
અને સતગુર ધડતાં ન દેવે છેહ;
જો સંસારની અગની શીર સહે,
અને ગુરનરસું રાખે નેહરે. ૧૬૧.
તો મુનીવરભાઇ એવો નેહ ન રાખે ગુરનર સાંહીયાંસું,
ત્યાં લગી આ કાયા કાચી ખાક;
પણ આ સતગુર હાથે જબ ચડે,
તબ ગુર દેવ કાયા ધડી વાસણ કરશે પાકરે. ૧૬૨.
તો મુનીવરભાઇ જો ખોટી હાંડી સતગુરને હાથું ચડે,
તેણેથી આ સંસારની અગ્ની જલતાં દાનત ન રાખી ઠામ;
તે ફુટા વાસણકું કયા કીજીએ,
ભાઈ તે કછુ ન આવે કામરે. ૧૬૩.
તો મુનીવરભાઈ આજ સતગુર ન જાણે ને બોહોત ફુટાવે હાંડીયા,
તેણે ગાફલે ખોઈ આ સતગુરની વાત;
તેના જેમ ચઉદે પડશે ટુકડા,
તેને કોઈ ન જાલે હાથરે. ૧૬૪.
તો મુનીવરભાઇ તે તુટા ફુટા એક જાણજો,
અને તેણે સતપંથમાં આવી બાહીયા કપટકા ભેલ;
તે જીવ છો દરશનથી ઉતરીયા,
તેનું આગલ કાંઈ ન આવે મોલરે. ૧૬૫.

તો મુનીવરભાઇ એ પરૂચા હાંડીના કહ્યા,
તમે સહુ આપણી દેહીમાં દેખો ખોલ;
આ સરવે માયા જુઠી જાણજો,
ભાઈ આ કાયા છે ખાકજ તોલરે. ૧૬૬.
તો મુનીવરભાઇ આ કાયા મીંદર છે આપણું,
પણ ઉસમાંહે કાંઇ દેખીયા ન જાય;
તેમાં વજર કમાડ રીદેહ જડયા,
તીસથી પ્રાણી બાહેર ફેરા ખાયરે. ૧૬૭.
તો મુનીવરભાઇ ગુર કહે હવે કમાડ રીદેહના ખોલીએ,
તો ભાઇ દીલમાં છે ખુબ વસતુ અમોલ;
સતગુરના ગીનાનની કુંચી હાથ કરી,
તારા એમ કરી દીલના તાળા ખોલરે. ૧૬૮.
તો મુનીવરભાઇ કમાડ રીદેહના તો ઉઘડે,
જો સાંભળીએ ભીરમ ગીનાનની વાત;
પણ તે દીપક વીના કેમ પાહીએ,
ભાઇ કુછ વસ્તુ ન આવે હાથરે. ૧૬૯.
તો મુનીવરભાઇ આ સતગુરનો દીપક હાથ કરો,
તેનું અજવાળું હોય દીન ને રાત;
સો દીપક સઇને દીલમાં ધરો,
તો સાહેબની સરવે વસતુ આવે હાથરે. ૧૭૦.
તો મુનીવરભાઇ તે દીપક દીલમાંહે લાઇએ,
ભાઈ તબ જા પાવે સુધ;
ત્યાં અંધારા થા સો ઢલ ગયા,
જારે આવી સતની બુધરે. ૧૭૧.
તો મુનીવરભાઇ તે આ રતન પદારથ છે બહુ દીલમાં,
અને તે અમર વસતનું કોઇ ન જાણે મોલ;
સતગુરના ગીનાનની તરાજુ કીજીએ,
તો ઇયું કર દેખીએ સરવે તોલરે. ૧૭૨.
તો મુનીવરભાઇ તે રતન પદારથ સરવે અમે તોલીયા,
અને તે માંહે સબ કોઇ લોહે સુભાય;
પણ અમે તે બોહોત હેતે પ્રીતે તોલીયા,
પણ ગુરનરના ગુણ તોલીયા ન જાયરે. ૧૭૩.

તો મુનીવરભાઇ ગુર કહે અમે સબ જુગ તોલીયા,
તે ગુર સરવે વસતુનું જાણે મોલ;
પણ તે માંહેથી ખટ દરશન ભુલીયા,
તેનું કાંઈ ન આવે મોલરે. ૧૭૪.

તો મુનીવરભાઈ ગીનાન દીપક છે જેના દીલમાંહે,
તેને સતગુર બુજાવે સાર;
તબ જે વસતુ ઢુંઢે સો પાઇએ,
તેને કછુ ન લાગે વારરે. ૧૭૫.

તો મુનીવરભાઈ દીલમાં ખઝાના ઓહોત હય,
પણ સતગુરની કીલી હાથ જો હોય;
જો ખોલણવાલા ખોલે ઈમાનસું,
તો ખાઇ ન શકે કોઈરે. ૧૭૬.

તો મુનીવરભાઇ ગુરજીનો ખઝાનો ઈમાનસું ખોલીએ,
આજ સતગુર તમને કીલી દીધી હાથ;
પણ જો સાચસું ખોલો બાવલે,
ભાઈ તો જીકર કરો દીન રાતરે. ૧૭૭.

તો મુનીવરભાઇ સતગુરે ખઝાનો લુટાવીયો,
ભાઈ આજ જો તમે લુટી સગો તો લુટ;
પણ પીછે પસટાવોગે ગાફલો,
ભાઇ જબ તન જાવેગો છુટરે. ૧૭૮.

તો મુનીવરભાઈ આજ આ ખઝાનો લુટો સાચસું,
અને દુનીયામાં દાનત રાખો ઠામ;
પણ સતગુરનો ખઝાનો લુટતાં શક ન આણીએ,
જો ભાઈ મુઆ પછી આવે કામરે. ૧૭૯.

તો મુનીવરભાઇ સતગુરનો ખઝાનો લુટો સતસું,
અને ગુરતરસું પુરો ચીત લાય;
જો ઈયાં સતગુરનો સતનો ખઝાનો લુટશો,
તો ત્યાં એકોતેર પુરીઆ બેઠા ખાયરે. ૧૮૦.

તો મુનીવરભાઈ ખટ દરશનવાલા ખઝાનો લુટે છે,
પણ તે જુઠા લુટણહાર;
તે કપટસું લુટે બાવલે,
સો કયું કર ઉતરે પારરે. ૧૮૧.

તો મુનીવરભાઈ જે સાહેબનો ખઝાનો લુટી નવ શકે,
તેણે સતગુરનુ તાળું ખોલ્યું ન જાય;
તેને કુંચી આવી હાથમાં,
તીસથી બાહેર ફેરા ખાયરે. ૧૮૨.
તો મુનીવરભાઇ જેણે ખાલી ખઝાના લુટીયા,
તેને આગલ આવશે ખોટ;
તેણે અંધારા ઘરમાં પેસીને લુટીયો,
તેણે ગાંઠે પથરની બાંધી મોટરે. ૧૮૩.
તો મુનીવરભાઇ તેણે ત્યાંથી મોટજ બાંધી બોહોતકર,
અને જાણે સર્વે ખઝાનો આવ્યો છે અમારે હાથ;
પણ જારે તે ખઝાનો લોઢી અમરાપુરીમાં જાઇને ખોલશે,
ત્યારે રોયસે તેનો સરવે સાથરે. ૧૮૪.
તો મુનીવરભાઈ જ્યારે પથર નીકળશે મોટમાંહેથી,
ત્યારે તેનું મન નહી રહે ધીર;
તારે લુટયાની વેળા તો વહી ગઈ,
પછી પથરસું કુટે શરીરરે. ૧૮૫.
તો મુનીવરભાઇ સતગુરજીનો ખજાનો લુટયાની વેળા વહી ગઈ,
તમે કુચ્છ સમર લેજો સાથ;
પણ જેવું બીજ વાવશો બાવલે,
અને ત્યાં તેવા ફળ આવશે તમારે હાથરે. ૧૮૬.

તો મુનીવરભાઇ સતગુર વૃક્ષ છે જુગમાંહે,
તે અમર વૃક્ષની છાંયા ન જાણે કોઇ;
આ સતગુરજી ચંદનનું વૃક્ષ છે,
ભાઈ તેની જોડે લીંબ સુગંધા હોયરે. ૧૮૭.
તો મુનીવરભાઇ તે ચંદન જંબુદીપમાં ઉગીઓ,
તે સતગુરજીનું કોઇ ન જાણે ભેવ;
પણ સતગુરને આધારે જે રહે,
ભાઈ આજ સો ભી હોવે દેવરે. ૧૮૮.
તો મુનીવરભાઇ તેમ આ ખટ દરશન તુંબા તોલ હય,
અને તીનકા નહી લીજીએ નામ;
પણ ઉનકે પાસે ઉભા રહે,
તાંકું આવે કડવી વાસરે. ૧૮૯.

તો મુનીવરભાઈ તેમ કડવી દુનીયાકુ કડવો ભાવ હય,
પણ મીઠા મુનીવરને કડવો ભાવ ન સોહાય;
તે સરવે કડવી દુનીયા બાવલી,
ભાઈ તે સરવે કડવો લીંબડો ખાયરે. ૧૯૦.
તો મુનીવરભાઈ આ જુગમાંહે સતગુર ચંદન તોલ હય,
તે સતગુરની વાચા સાંભળેથી ઉપજે સુખ;
તે સતગુરનું મીઠું નામ મુખમાંહે બાહીએ,
બીજી સરવે દુનીયા કડવી નાંખો થુંકરે. ૧૯૧.
તો મુનીવરભાઇ હરી નામ તો સઉથી મીઠડો,
પણ કડવા જપણહાર;
ભાઇ તે કડવી શીખામણ દેત હય,
તે કેમ કરી ઉતરે પારરે. ૧૯૨.
તો મુનીવરભાઇ સતગુરની સાચી નાવ છે સતની,
તેમાં બેસે સતગુર ખેવણહાર;
જો મુનીવર સતપંથ ધ્યાવે સતસુ,
ભાઇ તો સતસું ઉતરે પારરે. ૧૯૩.
તો મુનીવરભાઈ આ સંસાર સાગર કરી જાણજો,
તે બોહોત ઉંડા છે • અપાર;
તેમાં આ સતપંથ નાવ છે સતની,
ભાઇ સતગુરથી તર કર ઉતરે પારરે. ૧૯૪.
તો મુનીવરભાઈ તે સતગુરનો નાવમાં પ્રીતે બેસીએ,
અને સતગુરને પુરી દસોંદ દેહ;
જે નીત નીત હાલ ગુજારે ગતમાં,
ને ગુરનરસું રાખે નેહરે. ૧૯૫.
તો મુનીવરભાઇ તમે નેહ રાખો ગુરનર સાંહીસું,
એમ સતગુર કહે પુકાર;
જો તમે સાચસું ધ્યાવો મુનીવરો,
તો તપસી સતગુર ઉતારે પારરે. ૧૯૬.
તો મુનીવરભાઇ તેમાં ખોટા હશે તે ડુબશે,
અને ત્યાં અમને મ દેશો ખોટ;
હવે તમે પુરો સમર બાંધો સતનો,
ભાઇ સાહેબના નામની બાંધજો મોટરે. ૧૯૭.

તો મુનીવરભાઈ ત્યાં સતગુર ખેડે સાચી નાવને,
તેમાં સતી લોક બેસે છે આય;
ભાઈ સતગુર સતનો સઢ ચડાવશે,
તીસથી સરવે ખણ એકમાં ઉતરી જાયરે. ૧૯૮.
તો મુનીવરભાઈ છ દરશનની ફુટી નાવ છે અસતની,
તેના ખેવણહાર છે ગેમાર;
તેમાં પાણી પેશે ચોફેરથી,
તે કેમ કરી ઉતરી જાયરે. ૧૯૯.
તો મુનીવરભાઈ તે ફુટી નાવ છે અસતની,
તેમાં અંધા બેસણહાર;
તેણે દુનીયા માંહેથી મોટ બાંધી જુઠની,
તે કેમ કરી ઉતરે પારરે. ૨૦૦.
તો મુનીવરભાઇ સતની નાવની સુધ કાંઇ લહે નહી,
અને ઉતરવા ચાવે પહેલે પાર;
તેના ખેવણહારા સરવે આંધળા,
તીસથી સરવે ડુબ મુવા ગેમારરે. ૨૦૧.
તો મુનીવરભાઇ તે ફુટી નાવ તો ડુબ ગઇ,
અને તે લખચોરાસીને આણે ગાટ;
તેના ખેવણહારા સરવે આંધળા,
તે કેમ કરી ઉતરશે પારરે. ૨૦૨.
તો મુનીવરભાઇ એ સંસાર સાગરકે બીચમેં,
અને નાવ ધરી હય દોય;
તેમાં એક ફુટી એક સાજી છે,
તારૂં મન માને તેમાં બેસી જોયરે. ૨૦૩.
તો મુનીવરભાઇ તેમાં જુઠાને ,તો જુઠી નાવ ભાવે,
અને તેને ફુટી નાવ સોહાય;
પણ સતીને તો સાચી નાવ ભાવે,
તે ફુટી નાવમાં ન દેવે પાયરે. ૨૦૪.
તો મુનીવરભાઇ તે સાચા સતગુરની નાવમાં જે ચડે,
તે ત્યાં સતસું ઉતરી જાય;
તેણે પુરી સામલ બાંધી સતની,
તે બેઠા વઇકુંઠ માંહે ખાયરે. ૨૦૫.

તો મુનીવરભાઈ એ દુનીયાની નાવ બીજી ફુટલ અસતની,
અને તેમાં બેસે અસતી લોક જાય;
પણ તે ભવસાગરમાં ડુબ ગઈ,
ભાઈ ઉઆં સરવે દુનીયા ગોથાં ખાયરે. ૨૦૬.
તો મુનીવરભાઈ સરવે દુનીયા ત્યાં ડુબશે,
તે નાવમાં ફીરી બેસાડે આણ;
પણ ખેવણહારે નાવ ડુબાવી છે,
ભાઈ એ સબ પુરી કરે વખાણરે. ૨૦૭.
તો મુનીવરભાઈ વખાણ તો ગુરનરનાં કીજીએ,
જે ગુર ઉતારે પહેલે પાર;
પણ સતગુરજીએ એવા સમરણ જપાવીયા,
જીસથી ન અવતરીએ દુજી વારરે. ૨૦૮.
તો મુનીવરભાઇ સતગુરજીનો સતપંથ ધ્યાવો સાચસું,
અને છોડો માયાની આશ;
પણ જેને સાચા નેહ ગુરનરસું,
તો સબ કુછ તેને પાસરે. ૨૦૯.
તો મુનીવરભાઇ તુજ પાસે છે સાહેબ આપણો,
તમે દુર મ દેખો કોઇ;
જેમ ગુરનરસું છાનો નેહજ લાવીએ,
તેમ તેમ સામી દયાવંત હોયરે. ૨૧૦.
તો મુનીવરભાઈ દેખો હીંદુ કયા કરે,
અને બોહોત પુકાર કરી ગાવે ગીત;
પણ જો હરીસું નેહ રાખો દીલમાં,
અને સાચી લગાવો પ્રીતરે. ૨૧૧.
તો મુનીવરભાઇ દુનીયા દેવલ દેરે જાય કર,
અને ત્યાં હાથું લેકર બજાવે તાલ;
પણ કોઇક બજાવે માંઝલા,
ત્યાં કોઇક નાચે બાલરે. ૨૧૨.
તો મુનીવરભાઇ ગુર કહે તે સરવે નાચે કુદે બાવલે,
અને વાણી બોલે ગીરીષ્ટ;
પણ ત્યાં સરવે ગાફલ જાય કર,
ને પથરકું દેખે દ્રષ્ટરે. ૨૧૩.

તો મુનીવરભાઈ તે આગળ નાદ ભેદ બોહોત કરે,
અને ત્યાં ગાવે મીઠી વાણ;
ઉસ ઉપર બહુ દુનીયા રીજે બાવલે,
ઉસ પથરકા કરે વખાણરે. ૨૧૪.
તો મુનીવરભાઈ તે સભામાં ફરી ફરી નાચે બાવલે,
અને સરવે માણસ મલીને ગાવે ગીત;
પણ તે નાચે હરી રીજે નહી,
ભાઇ તે પથરસું ફુટે શીશરે. ૨૧૫.
તો મુનીવરભાઈ તે પથરને માને બાવલે,
અને તેમાં કોઇ ન સમજે માંહેનો સાર;
પણ તું નાચી ગાઇ કીસે રીઝાવે,
ભાઈ એ દેવ છે નીરંજન નીરાકારરે. ૨૧૬.
તો મુનીવરભાઇ એ હીંદુ જુઠા આપ છે,
અને તે જુઠાસું લાવે મન;
પણ તે ઇમાન સાબત નહી આપણું,
તો હરી ન થાય પરસન્નરે. ૨૧૭.
તો મુનીવરભાઈ એ હીંદુ જો સાચા હોતા હરીસું મનમાં,
તો આ સતગુરજીસું કરતા સનેહ;
એકાંતે બેસીને એક મને,
હરીસું છાના લાવતા નેહરે. ૨૧૮.
તો મુનીવરભાઈ આજ કલમાં હીંદુ કોણ હય,
ઉસકા ભેદ ન જાણે કોઇ;
જેણે આ સતગુર દેવ પુરા સીરેવીયા,
આજ કલમાં સાચા હીંદુ સોઇરે. ૨૧૯.
તો મુનીવરભાઇ તારા દીલમાં દેવલ ખુબ હય,
અને દીલમાંહે નીરીંજન દેવ;
પણ તાલ મરધંગ છે દીલમાંહે,
તમે તેનું સમજો ભેવરે. ૨૨૦.
તો મુનીવરભાઇ આ કાયા મીંદર છે આપણું,
અને તેના સમજો ભેવ;
પણ ત્યાં પ્રેમની પોથી વાંચીએ,
ભાઇ હેતસું સીરેવીએ સતગુર દેવરે. ૨૨૧.

તો મુનીવરભાઈ હરસું જીલીયાએ તાલ વજાઇએ,
અને આ ગુરનરસું મુખ મંધલ બોલીએ સુરંગ;
પણ ત્યાં બ્રહ્મ ગીનાનના ગીતજ ગાઇએ,
તો જા હરસું લાગે રંગરે. ૨૨૨.

તો મુનીવરભાઈ પુરે રંગ રાખો ગુરનર સાંહીસું,
અને છોડો અવરની આશ;
તો તમ માંહે સાહેબ એમ વસે,
જેમ ફુલુમાંહે વાસરે. ૨૨૩.

તો મુનીવરભાઇ જેમ ફુલુમાંહે વાસ હય,
તેસા હરી હય તમ માંહે હજુર;
પણ જો ચોવાટે નાચે કુદે બાવલે,
ભાઇ ઉસ ગાફલકે મન દુરરે. ૨૨૪.

તો મુનીવરભાઇ જેને સતગુર સોહોદેવ ભેટીયા,
અને તે બોલે બ્રહ્મ ગીનાનની વાણ;
તે નીત નીત ગુરનરની સેવા કરે,
ભાઇ આજ કલમાં સોઇ હીંદુ કરી માનરે. ૨૨૫.

તો મુનીવરભાઇ આજ કલમાં નારાયણ એક હય,
અને વળી અલી મહમ્મદ એક;
પણ કલજુગમાંહે મુસલમાન માટી એક છે,
અને વળી હીંદુની માટી પણ એકરે. ૨૨૬.

તો મુનીવરભાઇ હીંદુ તે ગુર બ્રહ્માજીની હદમાં નહી રહ્યા,
અને મુસલમાને નબી મહમદ ઉપર ન રાખ્યું ઈમાન;
જબ ગુર ભીરમાસું ભુલીયા,
ભાઇ તબ દોયે ધરીયા નામરે. ૨૨૭.

તો મુનીવરભાઇ દેખો વીરતીયા કોન હય,
ને જે આજ વીરત ધરમને ધીયાય;
પણ હવે વીરતની વેળા વહી ગઈ,
આજ કલજુગમાં દસમો રૂપ પ્રગટ બેઠા આયરે. ૨૨૮.

તો મુનીવરભાઈ આજ કલજુગમાંહે પ્રગટ હોયસે સાંહીયા,
ત્યાં તીલ તીલકા લેખાં પુછી લેહ;
પણ હરામકા ટુકા ખાવે પારકા,
ભાઇ સાંહીઆં ઉનકું દોઝખ દેહરે. ૨૨૯.

તો મુનીવરભાઇ આજ કલજુગમાંહે વીરત્યા વીરત લઇને ટુકા ખાવે પારકા,
ભાઇ તે કુટમ છોડી જાય;
પણ ઠામ આજ હર પુજાનું જાણે નહી,
તે સુના ઘરને ધીયાયરે. ૨૩૦.
તો મુનીવરભાઇ તે વીરતીયા સરવે માણસને ભુલાવે,
તેમાં રીદેહ વીચારી ન જાણે કોઈ;
પણ જે દેવ ત્રણ ભુવન ઘડીયા,
તે દેવ કેમ સુનકાર કેમ હોયરે. ૨૩૧.
તો મુનીવરભાઈ નીરંજન દેવ તો આગલ હોતા,
જારે ન હોતા આદમ જાત;
પણ જારે દેવ આકાર રૂપ ધરીયો,
તારે સરવે સૃષ્ટી નીપાવી અપણે હાથરે. ૨૩૨.
તો મુનીવરભાઈ વીરતીયા તો આજનું વીરત જાણે નહી,
અને પોતાનું કુટમ છોડી વીરતીયા થાય ગેમાર;
તે પીંડત થઇને ઉંચે થાનકે બેસી કરી,
તેથી આગળ કાયમ ન દેવે દીદારરે. ૨૩૩.
તો મુનીવરભાઇ તેને દીદાર ન દેવે સાંહીયાં,
તે ઘર ઘર ટુકા કેરો ભારજ લેહ;
પણ તે શીરકી કુટે પાઘડી,
રોમ રાયકું દુ:ખજ દેહરે. ૨૩૪.
તો મુનીવરભાઈ સરવે ઉઠ કોડ રૂમ રાય રચના છે દયાળની,
તીસકું જે કોઈ દુ:ખજ દેહ;
પણ જે કોઈ જતી હોઈ લોસન કરાવે બાવલે,
ભાઇ તેના પાપ તણું નહી છેહરે. ૨૩૫.
તો મુનીવરભાઇ એ સરવે કાયા વાડી છે દયાળની,
દેવે રચના રચી છે જે કોઈ;
પણ વીરત લઇને રોમ રાય ચુંટાવશે,
ભાઇ તેને ગઉ માર્યાની હત્યા હોયરે. ૨૩૬.
તો મુનીવરભાઈ આજ કલજુગમાં વીરતીયા કોણ હય,
તેનું ભેદ ન જાણે કોઇ;
પણ જેણે પાંચ વશ કરી સતગુર સીરેવીયા,
આજ સાચા વીરતીયા સોઇરે. ૨૩૭.

તો મુનીવરભાઇ રોમ બીચારા કયા કરે,
જો પાપ કપટ દીલમાં હોય;
પણ જો સાચી વાટ હોય દીલમાં,
તો રોમ ન ચુકે કોઇરે. ૨૩૮.
તો મુનીવરભાઇ વીરખ ભી વીન્તીયા તોલ હય,
પણ તે વીરખ જીવ દયા પાળે સોય;
પણ દીલમાં દયા જેને નહી,
તે સરગ ન પોંચે કોઇરે. ૨૩૯.
તો મુનીવરભાઇ આજ ઘરમાં વીરત કમાઇએ,
અને ઘરમાં જપ તપકો ઠામ;
પણ સતગુરના ઘરમાં હરીને પાઇએ,
બાહેર ફરયાનું શું છે કામરે. ૨૪૦.
તો મુનીવરભાઇ જોગી જુગમાં બોહોત હય,
અને બોહોત કરે ગુમાન;
આજ કલજુગમાં ગુરનર આવીયા,
ભાઈ તાકો ન જાણે ઠામરે. ૨૪૧.
તો મુનીવરભાઇ જોગી જુગત જાણે નહી,
અને આપણું દીલ ન રાખે પાક;
પણ તે ટુકા ખાવે પારકા,
અને ફોકટ ચોળે રાખરે. ૨૪૨.
તો મુનીવરભાઇ તે જોગી જુઠા આપ હય,
તે કુટમ છોડી જાય;
પણ તે હરીનું ઠામ જાણે નહી,
અને પથરને લાગે જાઇ પાયરે. ૨૪૩.
તો મુનીવરભાઇ ગતમાં તીરથ સનમુખ,
અને ગતમાં જપ તપનું ઠામ;
પણ ગતમાં જોગ કમાવીએ,
ભાઇ બાહેર ન સરે કામરે. ૨૪૪.
તો મુનીવરભાઇ આજ સાચા જોગી જંપુદીપમાં,
તે જોગી જુગતે પરછાએ નામ;
તે જોગીએ સબ જુગ સીરજીયા,
ભાઈ આજ સો જોગી જાણે હરીકો ઠામરે. ૨૪૫.

તો મુનીવરભાઇ સો જોગી જુગમાં એક હય,
અને જેણે સીરજી ચારે ખાણ;
પણ તે જોગીના દરશનને જે કોઈ ધીયાયા,
તેના અમર થાય પ્રાણરે. ૨૪૬.

તો મુનીવરભાઈ એ દેખો મુંડીયા, જોગીયા, વેરાગીયા કયા કરે,
અને તે આજ જોત ધરમને ધીયાય;
પણ તેના ગુર ટુકા ખાવે પારકા,
તે આજ ન જાણે જોત પુરશનું ઠાયરે. ૨૪૭.

તો મુનીવરભાઇ તેણે કુટમ છોડીયું આપણું,
અને ઘર ઘર માંગે ભીખ;
પણ તેનું પોતાનું દીલ થીર નહી,
અને તે સારા જુગકું દેવે શીખરે. ૨૪૮.

તો મુનીવરભાઇ જોતીયા, મુંડીયા, વેરાગીયા જોત પુરશને જાણે નહી,
અને તે જુગકી ભારજ લેહ;
પણ તે શીરકી કુટે પાઘડી,
અને ઘર ઘર ફેરે દેહરે. ૨૪૯.

તો મુનીવરભાઈ મુંડ મુંડાવે હરી નહી મીલે,
અને તીરથ કરે પાપ ન જાય;
પણ તે જોત પુરશકો ઘર ભુલીયા,
અને ચોવટે બેસી ગીતજ ગાયરે. ૨૫૦.

તો મુનીવરભાઈ ચોવટે ગાડરભી મુંડાય,
અને વચ્ચેભી જોગીયા મુંડીયા તોલ;
પણ તમે મનકું મુંડો બાવલે,
તો આપણા રીદેહમાં દેખો ખોલરે. ૨૫૧.

તો મુનીવરભાઇ તે રીદેહ ખોલી દેખો આપણું,
અને તમે કાંય ભુલો લોક;
પણ જો મુંડ મુંડાવે હરી મીલે,
તો ગાડરભી પાવે મોખરે. ૨૫૨.

તો મુનીવરભાઇ આજ કલજુગમાં જોતીયા, મુંડીયા, વેરાગી કોન હય,
ઉસકા ભેદ ન જાણે કોઈ;
પણ આ જેને સતગુર ભેટીયા,
આજ કલજુગમાં સાચા જોતીયા, મુંડીયા વેરાગી સોઇરે. ૨૫૩.

તો મુનીવરભાઇ આજ તે જોત છે આરબ દેશમાં,
તે દેવને પાવે જે અથર વેદ ખોળી જોય;
પણ જે આ સતગુરને વારમેકે પુરા ચાલીયા,
ભાઈ આજ કલજુગમાં સાચા જોતીયા વેરાગી સોયરે.૨૫૪.

તો મુનીવરભાઇ તે જોત પુરશ કેમ જાણીએ,
અને જો આ દેહ કીજીએ દરપણ તોલ;
પણ જેમ જેમ લોહાજ બાહીએ અગનમાં,
ભાઈ તેને બાહો કીજીએ ઘણુના તેમ તેમ પાવે મોલરે.૨૫૫.

તો મુનીવરભાઇ તેણે ઘણકા ઘા શીર સહયા,
વળી અગનમાં પેઠે બહુ વાર;
પણ તોય ન પાયા જોતકું,
તબ દીયા હથોડે મારરે. ૨૫૬.

તો મુનીવરભાઇ તેણે માર હથોડાની શીર સહી,
તોય રાખ્યો અગનસું નેહ;
પણ તોય ન પાયા જોતકું,
તબ શીરાણે ચડાવી દેહરે. ૨૫૭.

તો મુનીવરભાઈ તેણે ત્યાં દેહી છોલાવી આપણી,
અને મનમાંહે ન રાખી ખોટ;
પણ તેણે હેતે કસણી શીર સહી,
ભાઇ તારે દીલમાં પાઇ જોતરે. ૨૫૮.

તો મુનીવરભાઈ તેણે તબ જોત પાઈ દીલમાં,
અને કસણીથી હુઆ મોલ;
પણ મુનીવર એસા લોણીએ,
ભાઈ જેસા આરસીને તોલરે. ૨૫૯.

તો મુનીવરભાઇ તેમ દીલનું કપટ પણ લોહા તોલ હય,
અને એવી તોલ કરો દીલમાંહે;
પણ સતગુરના ઘણે કરીને કુટીએ,
ભાઈ તબ જા દરશન પાયરે. ૨૬૦.

તો મુનીવરભાઇ સતગુરજીના ગીનાનનો ઘણ કરી કુટીએ,
અને આ ગુરનરસું રાખો નેહ;
પણ સો કીરીયા શીરાણ કીજીએ સતકી,
ભાઈ તીસ ઉપર તમે છોલાવો દેહરે. ૨૬૧.

તો મુનીવરભાઈ તમે દેહી છોલાવો આપણી,
અને મનમાંથી કાઢો સરવે ખોટ;
પણ જારે આવા ગુરનરને ધીયાવો સાચસું,
ભાઇ તબ જા પાઇએ જોતરે. ૨૬૨.
તો મુનીવરભાઈ દરપણ જેવા દીલ કીજીએ,
અને તેને હરી થાય હજુર,
પણ જેણે આ સતગુરની કસણી પુરી શીર સહી નહી,
તો ભાઇ તે ગાફલકે મન હરી દુરરે. ૨૬૩.
તો મુનીવરભાઈ આપણી દેહી ભી દરપણ તોલ હય,
અને ઉસકા ભેદ લેજો જોય;
પણ ભાઇ જો મુરછા લાગે તીસકું,
તો ફીર હોવે લોહાકા લોહરે. ૨૬૪.
તો મુનીવરભાઈ તેણે પ્રથમ એતના કષ્ટ તે શીર સહયા,
ભાઇ તેને જુગ જાણે સહુ કોઇ;
પણ ફરી ખોટજ રાખી દીલમાં,
તબ ફીર હુઆ લોહાકા લોહરે. ૨૬૫.
તો મુનીવરભાઇ લોહાકા લોહ તો ફીરી હુઆ,
જો મુરખ ભુલા સતપંથની વાટ;
પણ તે ફીરી લુહારકે ઘર ગયા,
તબ ફીરી ઘડાયસી ઘાટરે. ૨૬૬.
તો મુનીવરભાઇ તે ઘડીયા ઘાટ કયા કીજીએ,
અને જો ફરી પડયા લુહારકે હાથ;
પણ તબ વેળા થી સો વહી ગઇ,
તે મુરખ ભુલા સતપંથકી વાટરે. ૨૬૭.
તો મુનીવરભાઈ તમે તેમ વાટ મ ભુલો બાવલે,
અને સતપંથ છે સીધી વાટ;
તે સતપંથથી જે ભુલીયા,
તે પડીયા લખ ચોરાશી ઘાટરે. ૨૬૮.
તો મુનીવરભાઇ એણે વાટે નવ જાઇએ,
અને આજ કલ છે છેટલી સંધ;
સતગુર કહે પુકાર કર,
તોય મુરખ ન ચેતે અંધરે. ૨૬૯.

તો મુનીવરભાઇ મુલ્લાં મસીતે જાઈ કયા કેરે,
અને તે મસીતે જાઇ બેસે આય;
ત્યાં જાઈ બોહોત પુકારે કરે,
પણ તેથી સામી રાજો દયાવંત નુ થાયરે. ૨૭૦.
તો મુનીવરભાઈ તે જીભું પુકારે બોહોત કેર,
અને અંતર હેતજ નાય;
કુરાન પડે સાંહીયાંકું સબ આલમ હુય,
તેણે કરી સાહેબ ન રીજીયા જાયરે. ૨૭૧.
તો મુનીવરભાઇ તે ગાફલ પુકારે બોહોત કર,
અને જાણે છે જે સાહેબ હુય દુર;
પણ જેમ તનમાંહે પ્રાણ છે,
તેમ સાહેબ વ્યાપક હય ભરપુરરે. ૨૭૨.
તો મુનીવરભાઇ ગાફલકે મન દુર હુય,
તીસથી સાહેબ સોહાગ ન દેહ;
જો સાચા કરતવ હોય દીલમાં,
તો સાહેબસું છાનો રાખે નેહરે. ૨૭૩.
તો મુનીવરભાઇ સાંહીયાંસું છાના નેહ જો લાંઇએ,
અને તો આ ગુરનરની કરજો આશ;
પણ જેમ નેનું માંહે પુતલી,
ભાઈ તેસા સાહેબ છે તુજ પાસરે. ૨૭૪.
તો મુનીવરભાઈ જેસી નેનું માંહે પુતલી,
તેસા તમ માંહે હરી હજુર;
પણ જ્યાં સુધી મનકી માયા મમતા ન મુઈ,
તીસ ગાફલકે મન દુરરે. ૨૭૫.
તો મુનીવરભાઇ જેસી નેનું માંહે પુતલી,
તેસા સબ ઘટ હરી ભરપુર;
જીસકા ઈમાન સાચા હોવે,
તે ઘટમાંહે દેખે હરી હજુરરે. ૨૭૬.
તો મુનીવરભાઇ દેખો મુસલમાન મસીતે કયા કરે,
અને સુન્નત કરાવે દેહ;
પણ સો કલમા કહેવે મુખથી,
ભાઇ પણ છાનું ન લાવે નેહરે. ૨૭૭.

તો મુનીવરભાઇ શરાબ શયતાની તે પીએ,
અને પર-સ્ત્રી સાથે જાય;
ભાઇ તેને મુસલમાન મત કહો,
તે પડયા લખચોરાસી માંહેરે. ૨૭૮.
તો મુનીવરભાઈ તે રોજા નીમાજ સબ કરે,
અને હરામ મુરદાર ખાય;
તીસે મુસલમાન મત કહો,
તે પડયા લખચોરાસી માંહેરે. ૨૭૯.
તો મુનીવરભાઈ હરામ મુરદાર સો કોણ હય,
તીસકા ન જાણે ભેવ;
સતગુર ઈમામશાહા એમ ભાંખીયા,
આજ પાવલ પીએ સો દેવરે. ૨૮૦.
તો મુનીવરભાઈ નીંદા બદગોઈ હરામ હય,
અને જીભે હસના હય મુરદાર;
સોઈ મુસલમાન મત કહો,
તે પડયા લખચોરાસી માંહેરે. ૨૮૧.
તો મુનીવરભાઈ આજ કલમાંહે મુસલમાન કોણ હય,
ઉસકા તમે સુણો વીચાર;
સુન્નત પાંચ કરાવે દેહીમાં,
આજ સોહી મુસલમાન દીનદારરે ૨૮૨.
તો મુનીવરભાઇ પ્રથમ તો જીભીયા સુન્નત કીજીએ,
સરવે નીંદા જુઠને વાર;
હરદમ નામ લીએ સાહેબનું,
અને કેને મુખથી ન કહીએ મારરે. ૨૮૩.
તો મુનીવરભાઇ બીજી ઈંદ્રી સુન્નત કીજીએ,
ભાઈ પર-સ્ત્રી ગવનસું મન વાર;
તમે મત ચુકો બાવલે,
ભાઇ ઉસકા બુજો વીચારરે. ૨૮૪.
તો મુનીવરભાઈ ત્રીજી સુન્નત કીજીએ આંખની,
અને કીસ ઉપર કુડી નજરે મત દેખ;
સરવે રંગ રૂપ સાહેબે સીરજીયા,
તેની માટી લેખો એકરે. ૨૮૫.

તો મુનીવરભાઈ ચોથી સુન્નત કીજીએ કાનની,
અને હરીના નામ સુણતા દીન જાય;
કેની નીંદા બદગોઈ સાંભળીએ નહી,
તો સાંહીયાં સંગાતી થાયરે. ૨૮૬.

તો મુનીવરભાઈ પાંચમી સુન્નત કીજીએ હાથ પગની,
દોનું મીલી એકજ આય;
કીસ પ્રાણી ઉપર હાથ ન ઉપાડીએ,
અને અસતકે ઠામ ન જાયરે. ૨૮૭.

તો મુનીવરભાઇ એવો પાંચ સુન્નત કરો દેહીમાં,
અને સબ ઠોર ઇમાન રાખ;
તો નીમાઝ રોજા સબ કીએ,
સોઇ મુસલમાન હય પાકરે. ૨૮૮.

તો મુનીવરભાઇ તમે કલમા પડો મુખસે,
ગુર નબી મહમદની આલના પુજો પાય;
પણ નીત નીત ગતમાં જાઇ જીકર કરે,
ભાઇ સોઇ મુસલમાન બહેસ્તે જાયરે. ૨૮૯.

તો મુનીવરભાઇ દો દો આંખ હય સબકું,
પણ ઉસકા દીલ ન રહેવે ઠામ;
ગુર કહે સાચા મુનીવર આપણા,
તેની આંખું અનત અપારરે. ૨૯૦.

તો મુનીવરભાઈ આંખાં અનંત કેમ જાણીએ,
જેને ભેટીયા સતગુર નુર;
જેણે ગીનાન આંખે શાહા મુખ નીરખીયા,
ભાઈ તેના પીરાછત થાશે દુરરે. ૨૯૧.

તો મુનીવરભાઇ દો દો આંખાં હય દેહીમાં,
ને કયું ન દેખે લોક;
પણ ગીનાન દીપક જો હોવે દીલમાં,
તો ઉસથી પાઇએ મોખરે. ૨૯૨.

તો મુનીવરભાઇ તે મોખ મુગત કેમ પાઇએ,
અને આ દેહીમાં વસતુ અમોલ;
જો નેહકી રવાઈ બાહીએ,
તો પામે માખણ મોલરે. ૨૯૩.

તો મુનીવરભાઇ કંઇ દુધમાં જેમ ગીરત છીપી રહયો,
પણ પરગટ ન દેખે કોઇ;
પણ જો મહી મથીને બાહારજ કાઢીએ,
ભાઈ તો ગીરત કહેવે સબ કોઇરે. ૨૯૪.
તો મુનીવરભાઇ ગુરનરસું વીલોણું વીલોવે સાચસું,
અને દુજે કુડ કપટ મત રાચ;
પણ સંસારમાંથી ગીરત કાઢી લીજીએ,
અને સંસાર કીજે પાતળી છાસરે. ૨૯૫.
તો મુનીવરભાઇ ગુરનરસું વીલોણું વીલોવી ન શકયા,
અને કયાં કરે છે મોટી વાત;
પણ જો આ સંસારની જાણી ચાવે છાસકું,
તો આ ગુરનર ગીરત ન આવે હાથરે. ૨૯૬.
તો મુનીવરભાઇ સરવે દુનીયા ચાવે છાસકું,
સરવે દુનીયા છે છાસજ તોજ;
પણ તેને દીન ચાર જો રાખીએ,
તો કાંઇ ન આવે મોલરે. ૨૯૭.
તો મુનીવરભાઇ તે મુલ ન આવે છાસકા,
અને તે ખાટી થાય તતખણું,
પણ ગીરત મોંઘે મુલ છે,
ભાઇ રાખે રહે બહુ દીનરે. ૨૯૮.
તો મુનીવરભાઇ તમે હરસું વીલોવો સાચસું,
અને દાનત રાખો ઠામ;
ભાઈ સંસાર માંહેથી ગીરત કાઢી લીજીએ,
છાસ કાંઈ ન આવે કામરે. ૨૯૯.
તો મુનીવરભાઈ એ છાસ કાયા છે આપણી,
અને રીદેહમાં દેખો ખોલ;
તેમ સતપંથ તો એવો છે,
જેમ છાસ ગીરત નહી તોલરે. ૩૦૦.
તો મુનીવરભાઈ આજ પરતક કાયા ગોલી છે આપણી,
અને ગુરનરસું નેહકી રવાઇએ વીલોવ;
હરીસું રીદેહમાં વીલોવો સાચસું,
તો ભાઈ માખણ દેખો સોયરે. ૩૦૧.

તો મુનીવરભાઈ આજ સોઈ માખણ કેમ પાઇએ,
જે જીવ હરસું વીલોવતાં શક મ રાખ;
પણ તબ જા પાઇએ ગીરતકું,
જબ સંસાર કીજે પાતળી છાસરે. ૩૦૨.
તો મુનીવરભાઇ કાયા ગોલી છે આંપણી,
તબ લગ વીલાવો ગુરનરસું ઠામ;
આ ગોલી ફુટી ને વેળા વહી ગઇ,
તબ કુછ ન આવે કામરે. ૩૦૩.
તો મુનીવરભાઇ જબ કાયા ગોલી ફુટી ગઇ,
ને જેણે દાનત ન રાખી ઠામ;
પણ તે જબ છાસ માખણ દોનું હોઇ રહયા;
પછી પડયા લખ ચોરાશી ઠામરે. ૩૦૪.
તો મુનીવરભાઇ ગુનેહગાર તીયાં શોર કરશે,
અને માહાદનમાં પડે તેને માર;
પણ જે ગુરનરની પાવલ પીશે સાચસું,
તેને ત્યાં માર ન પડે લગારરે. ૩૦૫.
તો મુનીવરભાઇ જે પાવલ પીને ગાફલ હોઇ રહયા,
તેને સાહેબ દેશે ઘણ કેરી માર;
પણ સતી લોક તમે સાચા ચાલજો,
તો તમે ઉતરશો પહેલે પરરે. ૩૦૬.
તો મુનીવરભાઇ અમરાપુરી માંહે વાસો તમારો,
ઉપર કલ્પ વૃક્ષનો છાંય;
સવા ભારનું તો આહાર ભોગવશો,
અને મન વાચીંતા ફળ ખાયરે. ૩૦૭.
તો મુનીવરભાઈ જો પુરો સતપંથ કમાઇએ,
તો તેના પુરીયા તરશે આય;
એકોતેર માના ને એકોતેર બાપના, સાત પેઢી સસરાની,
તે મુમન લઇને અમરાપુરીમાં જાયરે. ૩૦૮.
તો મુનીવરભાઈ એવા સુખ ત્યાં ભોગવો,
જો ઈયાં સંસારમાંહે વેતરણી નદી ઉતરો પાર;
તો ગુરનરની સતની પાવલસું પોંચશો,
ને ગુરનર દેવે દીદારરે. ૩૦૯.

તો મુનીવરભાઇ હવે આ ગુરનર આદ અંતના દેવ એકઠા કરશે,
અને જેણે કસણી કીધી છે બહુ ધાઠ;
પણ જો તમે ગુરનું ફરમાન માનશો,
તો તમને ગુરનર દેવે અમરાપુરીમાં વાસરે. ૩૧૦.
તો મુનીવરભાઈ અમરાપુરીમાં સુખ ભોગવે,
અને અમરાપુરી પામશો ગુરજીને ફરમાન;
પણ તપસી ગુરનરના તપથી તમે ઓધરશો,
તો તમે અમર થાશો નીરવાણરે. ૩૧૧.
તો મુનીવરભાઇ પ્રથમ સામીજીએ આઠ લાખ કરણ સીરજીયા,
અને ત્યાં તપસી સતગુર તપ કીધો છે જાણ;
ગુરને પ્રતાપે અનત કરોડ જીવ ઓધરયા,
તેણે ગુરનરસું અવીચળ રાખ્યું ધ્યાનરે. ૩૧૨.
તો મુનીવરભાઈ પછી ચાર કલપમાંહે જખ, મેધ, કીનર,
ને તેત્રીસ ક્રોડી દેવતા સીધા છે જાણ;
તે આ તપસી ગુરનરના તપેથી ઓધરીયા,
તે અમર થયા નીરવાણરે. ૩૧૩.
તો મુનીવરભાઈ તે કીરતા જુગમાં તપ કીધો ગુર બ્રહ્માજીએ,
તે સતગુરજીને વચને સતપંથ ધ્યાયા ભગત પેલાજ;
ત્યાં તપસી ગુરનરને જપ તપથી પાંચ ક્રોડ જીવ નીપના,
ભાઈ તે પામીયા અવીચળ રાજરે. ૩૧૪.
તો મુનીવરભાઇ ત્રેતા જુગમાંહે ગુર વ્યાસજીએ તપ કર્યો,
અને તેણે ગુરે તપ કીધો આપ;
ત્યાં ભગત હરીશ્ચંદ્રસું સાત ક્રોડ જીવ નીપના,
ભાઇ તે પામીયા વઈકુંઠ વાસરે. ૩૧૫.
તો મુનીવરભાઈ દુઆપુર જુગમાંહે ગુર વીદરવ્યાસે તપ કર્યો,
અને પુરી પ્રીતે મન ચીંત લગાય;
તેણે તપસીના તપથી રાજા જુજેષ્ઠણ નવ ક્રોડસું નીપના,
તે પોહતા સરગ માંહેરે. ૩૧૬.
તો મુનીવરભાઇ આજ કલજુગમાંહે બાર ક્રોડ જીવ નીપના,
તે પીર સદરદીન સાથે જાય;
તે ગુર કછુક મોટાઈ આણી દીલમાં,
તેથી વજરની ભીત સામી થાયરે. ૩૧૭.

તો મુનીવરભાઇ ત્યાં એક પગલે ગુર તપસી ઉભા રહયા,
અને ગલામાંહે તોક પહેર્યો તેણી વાર;
એણી પેરે તપસી ગુરે તપ કર્યો,
તારે સાહેબે દીધા દીદારરે. ૩૧૮.
તો મુનીવરભાઇ આદ ઉણાદ ગુર બ્રહ્માજીએ તપ કર્યો,
ભાઇ તે તો આજ તપસી ગુર હશન શાહા પરમાણ;
એ તો અથર વેદમાંહે એમ ભાંખીયા,
તમે મુનીવર સુણો નીરવાણરે. ૩૧૯.
તો મુનીવરભાઇ એ દેવના આગમ પાછમ ચલીત્ર સુણો તમે મોમનો,
અને એ દુઃખ ને સુખનો વેવાર;
પણ જે દેવના વચન અવીચળ પરમાણશે,
ભાઈ તે પામશે અમરાપુરીમાંહે દીદારરે. ૩૨૦.
તો મુનીવરભાઇ એવો પીર ઇમામશાહા સહી ભાંખીયા,
અને તમે સાહેબસું રાખો સાચો ઇમાન;
ભાઇ સતગુરજી એમ વાચા બોલીયા,
તે સુણો મુનીવર એક ધ્યાનરે. ૩૨૧.
તો મુનીવરભાઇ એવા અથર વેદ પીર ઈમામશાહે ભાંખીયા,
અને ભાઇ અજ કલ છેલ્લી સંધ;
જે કોઇ ભણે સુણે સાંભળે,
તે પામે નવનધરે. ૩૨૨.
તો મુનીવરભાઈ એવા વેદ વચન તમે એક મને સાંભળો,
સરવે એકાંતે મળી નર ને નાર;
જે એવી અથર વેદની કેણીએ ચાલશે,
ભાઇ આ ગુર ઇમામશાહા કહે તેને આવાગમણ
નહી સોંસારરે. ૩૨૩.

